૪૦૦૭

ખાસ ભરૂચ જીલ્લાને માટે.

પાઠરૂપે

# ભરૂચ જીલ્લાની ભૂગોળ.

ગુજરાતી નિશાળોના બીજા
ધોરણને સારૂ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર. છોટાલાલ કેશવરામ.
મુ. ભરૂચ.

અમદાવાદ.
પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
"એંગ્લો વર્નાકયુલર પ્રિન્ટિંગ પ્રેસમાં"
નથુભાઈ રતનચંદે છાપી.

સન ૧૮૮૯-સંવત ૧૯૪૫.

કીંમત વગર નકશાની ૦-૧-૦
" નકશા સાથે ૦-૧-૬
ફક્ત એકલા નકશાની ૦-૧-૩

# પ્રસ્તાવના.

આ ભૂગોળ ખાસ કરીને આ જીલ્લાને માટેજ ઘણી ઉપયોગી થઈ પડે માટે તેમાં વિશેષ જ્ઞાનનો સમાવેશ કરેલો છે. બીજી ભરૂચ જીલ્લાની ભૂગોળ છે, પણ તે સંક્ષીપ્ત હોવાને લીધે જીલ્લાનું સંપૂર્ણ જ્ઞાન વિદ્યાર્થીઓને મેળવવાના હેતુથી આ ભૂગોળ તૈયાર કરી છે; વળી તે પ્રશ્નોત્તરરૂપે ન કરતાં પાઠ રૂપે કરી છે કે જે દરરોજ અડધો પાઠ આપતાં પણ લગભગ બે મહીને સંપૂર્ણ પક્કી કરી શકે; વળી રસીકતાને માટે પણ વાતચીતની પદ્ધતિ દાખલ કરી છે. વળી પ્રત્યક્ષ જ્ઞાન નકશા વીના થતું નથી માટે નાનો નકશો પણ દાખલ કરેલો છે. કે જે નિશાળ પદ્ધતિ પ્રમાણે નકશો સામેલ રાખી છોકરાઓને શીખવવું સવળ પડે. એટલુંજ નહીં આશપાશનું જનરલ જ્ઞાન મળવા સારૂ છેલે કેટલાક પરચુરણ પ્રશ્નોત્તરરૂપ દાખલા દાખલ કર્યા છે; કે જે રમુજી જ્ઞાન મેળવવા સુગમ પડશે. આટલી બધી સગવડ છતાં પણ તેની કીમત બાળકોથી ઉચકાઈ શકે તેવીજ જુજ રાખી છે માટે આશા છે કે જે આ ભૂગોળ જોશે તે પુરતો ખ્યાલ કર્યા વીના રહેશે નહીં.



४००७

બીજા ધોરણ માટે.

# ભરૂચ જીલ્લાની ભૂગોળ.

## પાઠ ૧ લો.

છોકરાઓ ? તમેં જાણો છો ? ભૂગોળ એટલે શું ? તમેં નહીં જાણતા હોતો હું કહું છું.—ભૂગોળ એટલે પૃથ્વી ગોળ છે તેના પૃષ્ટનું ( પોપડાનું ) વર્ણન, એમાં બે શબ્દ છે ( ભુગોળ ) ભૂ=પૃથ્વી અને ગોળ એટલે ગોળ આકાર પૃથ્વી લાડુ કે દડા જેવી સંપુર્ણ ગોળ નથી, પણ ઉત્તર દક્ષીણ જરા ચપટી છે. એટલે એનો આકાર નારંગીને મળતો છે. આખી પૃથ્વી ઉપર જમીન કરતાં પાણી ઘણું છે. એટલે કે, આખી પૃથ્વીના પાંચ ભાગ કરીએ; તો ત્રણ ભાગનું પાણી અને બે ભાગની જમીન. ખુલ્લી જમીન થાય.



## પાઠ ૨ જો.

### દીશાઓ.

દીશાઓ ચાર છે. ( ૧ ) પૂર્વ, ( ૨ ) પશ્ચિમ, ( ૩ ) ઉત્તર, ( ૪ ) દક્ષિણ. જે તરફ રોજ સવારે સુર્ય ઉગે તે પૂર્વ દિશા; એને ઉગમણી દીશા પણ કહે છે.

જે તરફ દરરોજ સાંજે સુરજ આથમે છે તેને પશ્ચિમ, અથવા આથમણી દીશા કહે છે. સુરજ તરફ મોં રાખીને ઉભા રહીએ તો જમણા હાથ ભણી દક્ષિણ દિશા અને ડાબા હાથ ભણી ઉત્તર દિશા આવે છે. પ્રશ્ન છોકરાઓ, તમે જમણો હાથ ઉંચો કરો ? જે હાથ વડે તમે રોજ જમોછો તે જમણો હાથ ને બાકી રહ્યો તે ડાબો હાથ.

## અનોયત્ન પ્રશ્ન મેહેતાજીએ પુછવા.

કીશોર તારાથી લાલુ કઈ દીશાએ બેઠો છે ?
આપણી નીશાળનું બારણું કઈ દીશામાં છે ?
તમારાથી હું કઈ દીશામાં છું ?
નિશાળથી તારૂં ઘર કઈ દિશામાં છે. વીગેરે પ્રશ્નો પુછવા.



## પાઠ ૩ જો. ખૂણાઓ.

ખુણા ચાર છે. ( ૧ ) અગ્નિ ( ૨ ) વાવ્ય, ( ૩ ) નૈરૂત્ય, ( ૪ ) ઈશાન, ખુણો કોને કહે છે?—( ઉતર )—એ દિશાની જુદી જુદી સપાટી જે જગોએ એકઠી થાય તે ખુણો જુઓ.



એ ચાર ખુણા કઈ કઈ દિશાઓ મળીને થયા છે તે સાંભળો ?

**અગ્નિખૂણો—દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચે.**

**વાવ્યખૂણો**—ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચે.
**નૈરૂત્યખૂણો**—દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચે.
**ઈસાનખૂણો**—ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચે.

## મનોયત્ન પ્રશ્ન.

આપણી નિશાળના ખૂણાઓ બતાવો અને તેનાં નામ કહો ? કાહાનદાસનું ઘર કયી ખૂણમાં છે. વીગેરે ખૂણાના પ્રશ્નો પુછી પાકા કરાવવા.



## પાઠ ૪ થો. નકશો અને તે પરની દીશાઓ.

નકશો એટલે ગામ. શેહેર, પરગણુ, જીલ્લો કે કોઈ પણ વસ્તુનું ચીત્ર. આ શેનો નકશો છે? ભરૂચ જીલ્લાનો—તે તમે શા ઉપરથી જાણ્યુ? નામ વાંચ્યુ તે ઉપરથી. હવે તમને નકશાની દીશાઓ કહુંછું—નકશા એવી રીતે કાઢેલા હોય છે કે સામા મુકયા હોય તો મથાળા ભણી (ઉપલી બાજુ) જે રહે તે ઉત્તર દિશા, નીચેની તે દક્ષિણ દિશા. અને નકશા ભણી મોં રાખી ઉભા રહ્યા હોઈએ, તો જમણા હાથ ભણી પૂર્વ દિશા અને ડાબા હાથ ભણી પશ્ચિમ દિશા આવે છે. અને ખુણાઓ પણ આગળ પ્રમાણે દરેક દિશાઓ વચ્ચે આવે છે. જુઓ (ચીત્ર)



## મનોયત્ન પ્રશ્ન.

કાળા પાટીઆની ઊત્તર અને અગ્નિ ખૂણો બતાવો? આ બારીની વાવ્ય ખુણ બતાવો? કબાટનો ઈશાન ખૂણો અને દક્ષિણ બતાવો વીગેરે પ્રશ્ન પુછવા.



## પાઠ ૫ મો. વાખ્યાઓ.

**ગામ**—જેની અંદર થોડાં ઘરને થોડી વસ્તી હોય તેને ગામ કહે છે.

**કસ્બો**—ગામ કરતાં મોટું ને જરા સારાં મોટાં ઘરને બજાર હોય તેને કસ્બો કહે છે.

**શેહેર**—જેની અંદર છો બંધ હાર બંધ મોટાં મોટાં મકાનો, બજારો, તથા ઘણી વસ્તી હોય તેને શેહેર કહે છે.

**પરૂં**—શેહેરના કોટ બહારના ભાગને પરૂં કહે છે. અથવા તો ગામની નજીક ઉપર વાડે નવાસવાવાસ રહેતા હોય તેને પરૂં કહેછે. અને કોઈ મુઆડું કે નેજા કહે છે.

**બંદર**—જે શેહેર નદી કે દરિઆ કિનારે હોય, ને ત્યાં વહાણો અને આગબોટ વડે વેપાર ચાલતો હોય; તેને બંદર કહેછે.

વહાણોમાંથી માલ ચઢવા તથા ઊતરવાને જે લાકડાનો ઘાટ બાંધેલો હોય તેને ફુરજો કે ડંકો કહેછે. ત્યાં વેપારી લોકની લાતીઓને કસ્ટમ હાઉસ (ફુરજા ખાતાના કારકુનોને રહેવાની જગો) હો-

ય છે. વહાણોનું જે દાણ લેવાય છે તેને ખૂટા કહેછે.

**પરગણું**—એક મામલતદારના તાબામાં જેટલાં ગામ હો-
ય તે બધાંનું એક પરગણું કહેવાય છે. અને
તે પરગણાનું નામ મામલતદાર જે ગામ કે
કસ્બામાં પોતાની કચેરી હમેશાં રાખે તે ઉપ-
રથી અપાય છે. અને એવી રીતે એક કલેક-
ટરના તાબામાં જેટલાં પરગણાં હોય તે બધાં
પરગણાં મળીને એક જીલ્લો કહેવાય છે. અને
કલેકટર સાહેબ જે શેહેરમાં પોતાની કચેરી
કરી હમેશ રહેતા હોય તે ઉપરથી જીલ્લાનું
નામ અપાય છે.

## મનો"ગ્ન પ્રશ્ન.

૧ એક ગામનું નામ દે? તારા જાણમાં કસ્બો કે શેહેરનું નામ છે? તેં શેહેર જોયું છે? તારા ગામનું નામ શું? તારૂં ગામ કયા પરગણામાં છે? આપણે કયા જીલ્લા-માં રહીએ. છીએ? બંદર જોયું હોય તો નાથુભાઈ તું નામ દે?



## પાઠ ૬ ઠ્ઠો.

## પાણીના ભાગનાં નામો.

મીઠા પાણીનો પ્રવાહ પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગોમાં વહી સમુદ્ર અથવા નદીને મળે છે તેને નદી કહે છે.—જે જગોએથી નદી નીકળે છે ત્યાં તેનું

મૂળ; અને જે ઠેકાણે નદી મળે છે તે જગોને નદીનું મુખ કહે છે. અને જે જગોએ મળે તેને સંગમ કહે છે.

**ખાડી**—સમુદ્રને મળતા પેહેલાં ભરતીનું પાણી માંહે આવે તે.

**સમુદ્ર**—મહા સાગર કરતાં નાંનો તેને સાગર કે દરીઓ કહે છે. દરિઆનું પાણી ખારૂં હોય છે.

**અખાત**—જમીન ઊપર ઘણા ગાઊ સુધી ગએલો સમુદ્રનો ફાંટો તે.

**બેટ**—જે જમીનની ચારે દીશાએ પાણી ને વચ્ચે જમીન હોય તે અને જેની ચારે દીશાએ જમીન અને વચ્ચે પાણી હોય તે; તળાવ કે સરોવર કહે છે, તેનું પાણી મીઠું હોય.

**ડુંગર**—જમીન ઊપર ઊંચા ઊંચા ટેકરાનો જથો એકઠો થઈ દુર ગએલો હોય તે ડુંગર. અને એવા ડુંગરોની ઓળ લાંબી વધીને ઘણા ગાઊ સુધી ગએલી હોય તેને પહાડ કે પર્વત કહે છે,

## મનોયત્પ પ્રશ્ન.

નાથુ તેં નદી જોઈ છે? જમની તેં ખાડી જોઈ છે. વીગેરે પોતાના ગામ કે તાલુકાને મળતાં વાખ્યાઓ સાથેનાં નામ ઓળખાવવાં.

---

## પાઠ ૭ મો. અધીકારીઓ.

આપણા ગામમાં કાંઈ લડાઈ ટંટો થાય તો તેની ફરીઆદ કોણ સાંભળે તે તમે જાણો છો? હા, મુકરદમ.

( મુખી પટેલ ) તે ફોજદારને ત્યાં હકીકતનો રીપોર્ટ કરે; હવે બીજા અધીકારીઓની વાત કહું છું—દરેક ગાંમની વસુલાત ઊઘરાવાનું કામ તલાટી કરે છે. અને તેને ઊઘરાતદાર મદદ કરે છે. ગાંમના બંદોબસ્ત માટે વરતણીઆ, કોટવાળ રખા, પોલીસ ગેટા રાખી છે. ચોરી, ખુન, ધાડ વીગેરેનો બંદોબસ્ત ફોજદાર રાખે છે તે તાલુકામાં રહે છે. તેના હાથ તળે પોલીસપાટી, નાયક, દફેદાર, સુબેદાર, સવાર હોય છે. અને ભારે ગુનાની તપાસણીને માટે ઈન્સ્પેકટર, અને પોલીસ સુપ્રીટેંન્ડેન્ટ હોય છે.

પરગણાની વસુલાત જમાં કરવાનું કાંમ મામલતદાર કરે છે. અને હલકા ગુનાનો ઈનસાફ કરે છે. તે વખતે તેને સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટ કહે છે. અને ભારે ગુના ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટ ( ડીપોટી કલેકટર અથવા આસીસ્ટંન્ટ કલેકટર ) ચુકવે છે; ખુન, જુઠા કસમ, દસ્તાવેજ જુઠા, વીગેરે ભારે ગુના જડજ સાહેબ ( શેશન ભરી ) ચુકવે છે.

દરેક પરગણામાં લેણે દેણની ફરીઆદો મુનસફ ચુકવે છે. અને ભારે મુકરદમા જડજ સાહેબ ચુકવે છે; ને તે અપીલ પણ સાંભળે છે. કલેકટર સાહેબ આખા જીલ્લાનો હીસાબ તથા મુલકી અને ફોજદારી કામ કરે છે.

દરેક ગામે ઘણું કરી વિદ્યા અભ્યાસ માટે નિશાળો હોય છે ને તેનો ઉપરી ડીપોટી ઈન્સપેક્ટર તે જીલ્લામાં વર્ષમાં એક વાર પરીક્ષાઓ બધે લે છે.

મોટાં ગામોમાં દવા આપવા માટે ડાકટરો હોય છે,

અને તેઓનો ઊપરી સીવલ સરજન હોય છે; તે જીલ્લામાં રહે છે.

એ શીવાય લોકોપયોગી પોસ્ટ ખાતાના, ઇજનેર ખાતાના. શીતળા ખાતાના. અધીકારીઓ તાલુકામાં હોય છે.

દેશી રાજાનું એક નાનું કે મોટું રાજ્ય અંગ્રેજ સરકારના ઉપરીપણા નીચે હોય છે તેને સંસ્થાન કહે છે.

એ શીવાય દેશી રાજાના ભાયાતો વીગેરેને જે અસલથી ગામો મળેલાં તે હાલ પણ મળે છે; તેને ઇનામી ગામ કહે છે.



## પાઠ ૮ મો. ભરૂચ જીલ્લાનું સામન્ય વર્ણન.

( નકશો ભરવી ) આ ભરૂચ જીલ્લાનો નકશો છે. એનું મુખ્ય શેહેર ભરૂચ. તે નર્મદા નદીને ઉત્તર કીનારે એક ઊંચી ટેકરી ઉપર પાધડી પને વસેલું છે. એનું અસલ નામ ભ્રગુપુર તે ભ્રગુ નામના રૂશીના નામથી એ નામ પડ્યું છે. એ અસલ પેશ્વા સરકારને તાબે હતું. તેમની પાસેથી હાલ ૮૫ વર્ષ થયાં અંગ્રેજ સરકારને હાથ આવ્યું છે.—ભરૂચ જીલ્લાની ચાર દીશાએ નીચે પ્રમાણે આવેલું છે.

**ઊત્તરે**—મહીનદી અને તેની પેલી તરફ ખેડા જીલ્લાનું બોરસદ પરગણું.

**પૂર્વે**—ગાયકવાડી વડોદરાનું રાજ્ય અને નાંદોદનું રાજ્ય ( પ્રાંત રાજ પીપલા )

**દક્ષિણે**—કીમ નદી અને તેની પેલી તરફ સુરત જીલ્લાનું ઓરપાડ પરગણું છે.

**પશ્ચિમે**—ખંભાતનો અખાત.

એ જીલ્લાનું ક્ષેત્રફળ ૧૪૫૩ ચોરસમૈલ ને એના તાબામા (૪૦૧)ગામ છે તથા આખા જીલ્લાની વસ્તી(૩૨૬૯૩૦) માણસની છે એમાં જંબુશર–આમોદ–વાગરા ભરૂચ અને અંકલેશ્વર એવાં પરગણાં છે–તથા–(૧) મહી. (૨) ઢાઢર. (૩) નર્મદા. (૪) કીમ. (૫) ઊમરાવતી એ મુખ્ય નદીઓ છે.

**મહી નદી**—માળવાના પહાડમાંથી નીકળી પૂર્વથી પશ્ચિમમાં વહીને ખંભાતના અખાતને મળે છે. એ નદી ઉપર કાવી, સારોદ, દેગામ, કારેલી વીગેરે ગામો છે.

**ઢાઢર નદી**—રેવાકાંઠાના નારૂકોટ ગામ પાસેના ડુંગરોમાંથી નીકળી પૂર્વથી પશ્ચીમ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. એ નદી ઉપર આમોદ, ગંધાર, વીગેરે ગામ છે.

**નર્મદા, રેવા**—સાતપુડાના પહાડોમાંથી નીકળી પૂર્વથી પશ્ચિમે વહી ખંભાતના અખાતને મળે છે એ નદી ઉપર અણોર, શુકલતીર્થ, આડેશ્વર, તદરા ભરૂચ, ભાડભુત કડોદરા, લખીગામ, દીવા, માંડવા, ગાહા વીગરે ગામ છે. આ નદી ગુજરાતમાં મોટામાં મોટી છે ને ૮૦૫ મૈલ લાંબી છે.

**કીમ નદી**—રાજપીપળાના ડુંગરોમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એની ઉપર ઓભા, ઈલાવ વીગેરે ગામ છે.

**ઉમરાવતી**—નાંદોદ સંસ્થાનના ડુંગરોમાંથી નીકળી નર્મદા નદીને મળે છે એ નદી દક્ષિણથી ઉત્તરે વહે છે. એને કાવેરી નદી પણ કહે છે.



## પાઠ નવમો. ભાગ ૨ જો.

**ભરૂચ જીલ્લામાં મુખ્ય ખાડીઓ**—વંદ, ભુખી, આછોદ, ગોપાળ, રૂપારેલ, લાંબ, આંમળા વીગેરે.

**બેટ**—ધંતુરીઆ, તરીઆ, આલીઆ, કાંસીઆ, બેટ છે.

**રેલવેસ્ટેશન**—પાનોલી, અંકલેશ્વર, ભરૂચ, ચમારગામ, અને પાલેજ છે.

**વહાણો વડે વેપાર ચાલતાં બંદરો**—ભરૂચ, દેગામ, ટંકારીઆ, કાવી દેહેજ, ને હાંસોટ પણ વહાણે માલ ચઢે છે.

**દવાખાંનાં**—ભરૂચ, જંબુશર, અંકલેશ્વર, હાંસોટ, ઈલાવ કાવી, વાગરા.

**જાત્રાનાં ઠેકાણાં**—શુકલતિર્થ, તવરા, ભાડભુત, સજોદ લખીગામ,ને અડોલ, અંકલેશ્વર, પરગણામાં બબંડા, કુંડ છે ત્યાં દર સોમવતીએ મેળો ભરાય છે. તથા જંબુશર, ગામમાં એક પીરનો મેળો ભરાય

છે. અંકલેશ્વર પરગણામાં ગારડી આગળ સુલતાનજીનો મેળો ભરાય છે.

**જોવા લાયક મકાન**—કાવીમાં સાસુ વહુનાં દેરાં, શુકતિર્થ પાસે કબીર નામે વડ, અને સાંમે પાર ગુમાન દેવ નાંદોદના રાજ્યમાં છે. ભરૂચમાં જોવા લાયક મકાનો જુમામસીદ તથા નર્મદાનો, પુલ, ગંધારમાં તળાવ, તથા ભોંયરૂ, સજોદમાં પણ એક ભોંયરૂં છે.

**મોટાં ગામો**—ભરૂચ, જંબુશર, અંકલેશ્વર. આમોદ, હાંસોટ, કાવી, સારોદ, ગજેરા, ટંકારીઆ, હણખી, સરભોણ, કેરવાડા, માતર લખીગામ, પખાજણ દેહેજ, વાગરા, શુકલતિર્થ ઝાડેશ્વર, નીકોરા, અમલેશ્વર, ટંકારીઆ, ઝણોર, દીવાસજોદ, કતપોર, ઈલાવ.



## ભરૂચ જીલ્લામાં નીચે પ્રમાણે મુખ્ય અધીકારીઓ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | કલેકટર. | ૭ | સુપ્રીટેન્ડેન્ટ. |
| ૨ | સીવીલસરજન. | ૮ | આસીસ્ટંન્ટ કલેકટર. |
| ૩ | પોલીસ ઈન્સપેકટર. | ૯ | ઈજનીઅર. |
| ૪ | ડીસ્ટીક ડીપોટી કલેકટર. | ૧૦ | આબકારી ઈન્સપેકટર. |
| ૫ | મામલતદાર. | ૧૧ | હજુર ડીપોટી કલેકટર. |

૬ ટાપોટી ઈન્સપેક્ટર. ૧૨ ફોજદાર.

૧૩ મુનસફ.

મોટા મુકદમા ચુકવવા જડજ સાહેબ સેસન કામ ચુકવવા સુરતથી અત્રે આવે છે.

મ્યુનિસિપાલીટીવાળા કસ્બા જંબુશર ભરૂચ અંકલેશ્વર ત્રણે રૂનાં કપાસ લોઢવાનાં કારખાનાં જંબુસર આંમોદ પાલેજ ચમારગાંમ ભરૂચ અંકલેશ્વર પાનોળ ઉતરાજ (હાંસોટ પાસે) હાંસોટ ભરૂચમાં એક લુગડાં વણવાનું પણ કારખાનું છે; તથા સમનીમાં એક હાલ કપાસ લોઢવાનું નીકળ્યું છે.



## પાઠ ૧૦ મો. જંબુશર પરગણું.

એની ચાર દીશાએ નીચે પ્રમાણે આવેલું છે.

ઊત્તરે મહી નદી, દક્ષીણે ઢાઢર નદી, પૂર્વે વડોદરા તાબાનું પાદરા મહાલ, પશ્ચિમે ખંભાતનો અખાત.

જંબુસર તાલુકામાં ૮૨ ગામ તથા ૭૭૭૭૨ માણસની વસ્તી છે.

**નદીઓ**—ઊત્તરે મહી, તથા દક્ષિણે ઢાઢર છે. તથા જંબુશર પાસે ખડોઈ કરીને નાની ખાડી છે.

**બંદરો**—ટંકારીઆ, દેગામ, કાવી, ત્યાં કસ્ટમ ખાતાના કારકુન રહે છે. તથા કાંઠા ઉપર સરકારી બંદર બોટ ફરેછે.

જોવા લાયક મકાનો કાવીમાં સાસુ વહુનાં દેરાં તથા દેગામ પાસે ગંગવો કરીને મઠ છે હાલ તે નબળી સ્થિતિમાં છે.

**ઠાકોરનાં ગામો**—સોદાદ, જંત્રાંણ, અને શીગામ છે. એમાં ઠાકોરના વાંટા છે.

**મુખ્ય ગામો**—ઢાઢર નદીથી ત્રણ ગાઉ ઉપર જંબુસર કસ્બો છે. તેમાં ૧૧૪૭૯ માણસની વસ્તી છે. બ્રાહ્મણ, વાણીઆ, મુસલમાન. ખેડુ કારીગર વીગેરે જાતો રહે છે. એમાં શેહેર સુધરાઇ છે. સરકારી નિશાળ, મુનસફ કોર્ટ તથા મામલતદારની કચેરી અને દવાખાનું છે. ત્યાંનું તળાવ વખણાય છે. અહીનાં છાયલ ને જોડા વખણાય છે.— કાવી આ ગામથી ખંભાત જનાર ઊતારૂ હોડીમાં બેશી જાય છે તથા શ્રાવકો જાત્રા માટે ઘણા આવછે. ને ત્યાં કપી બ્રાહ્મણો વસે છે.— સારોદમાં ઠાકોર રહે છે. કારેલીને કહાનવા ત્યાં દધીચ જાતના બ્રાહ્મણોની વસ્તી વધારે છે. એ શીવાય મોટાં ગામ—દેગામ, શીગામ, છીદ્રા, જંત્રાંણ, માલપુર, ટંકારીઆ, ( બ્રાહ્મણ ટંકારીઆ )કાવા, કરમાડ, ગજેરા, વેડચ, હણખી, નોધણા, અમનપોર, વીગેરે ગામ છે. માલપુર, ઝાંમડી, ને ડોળીઆમાં પેહેલાં મીઠુ પાકતું હતું. પણ હાલ બંધ છે.

**મુખ્ય પેદાશ**—આ પરગણામાં કપાસ, બાજરી, ઘઊં, કુ-

ઠોળ જુવારનો પાક મુખ્ય છે. પૂર્વ તરફનાં કેટલાંક ગામમાં ગળીના છોડ પણ થાય છે.

**જાણવા લાયક**—ઢાઢર નદી ઉપર પુલ છે. જંબુશરથી ટંકારીઆ સુધી કાચી સડક છે. જંબુશરથી આમોદ સુધી સડક છે. જંબુસર પાસે કાવા કરીને ગામ છે. ત્યાં હડકાએલા કુતરાથી કરડેલા માણસો ત્યાં પાણી મંત્રાવા ઘણે ઠેકાણેથી લોક આવે છે.



## પાઠ ૧૧ મો. આમોદ પરગણું.

આમોદ પરગણાની ઉત્તરે ઢાઢર નદી. પૂર્વે ગાયકવાડી વડોદરા પરગણું દક્ષીણે ભરૂચ તથા વાગરા પરગણું પશ્ચિમે વાગરા પરગણું એને પાછળ દરીઆ છે.

એમાં (૪૭) ગામ તથા (૩૯૬૪૧) માણસની વસ્તી છે.

**નદીઓ**—ઢાઢર ઉત્તરે છે. અને આછોદ કરીને ખાડી છે. તથા બીજી નાની ખાડીઓ ગોપાળ—મોતા—ને રૂપારેલ છે.

**ઠાકોરનાં ગામો**—માતર, કેરવાડા, આમોદ, ને ઈખરમાં તણછા તથા મધણાદમાં પણ વાંટા છે.

**મુખ્યગામ**—આમોદ તેમાં (૫૮૮૨) માણસની વસ્તી છે બ્રાહ્મણ—ક્ષત્રી—રજપૂત—કારીગર—ખેડુત વીગેરે લોક રહે છે.

મુખ્ય વસ્તી ક્ષત્રી ને રાયકવાળ તથા સજ્જોદરા બ્રાહ્મણોની છે. એ કસ્બામાં એક દરબાર છે ત્યાં ઠાકોર રહે છે. અહીંઆં લોહાની છરી તથા કંસારાઓના ભરતરીના ધાટ વખણાય છે—કેરવાડા એમાં ઠાકોર રહે છે. એ શીવાય સરભોણ—માતર—ઈખર- દાંદા દોરાખુવા ટંકારીઆ ( રોઝા ટંકારીઆ ) સમની કેસલુ ( અને આશનેરા ગાયકવાડી ) વીગેરે ગામ છે.

મુખ્ય અધીકારી મામલતદારને ફોજદાર ત્યાં રહે છે ને દીવાની મુકરદમા આ તાલુકાના વાગરે ચાલે છે.

મુખ્ય પેદાસ, કપાસ, જુવાર, બાજરી, ધઉં ને વટાંણા, લાંગ વીગેરે. જાણવા લાયક—આંમોદથી પાલેજ જવાને રસ્તે સડક કરેલી છે તથા આંમોદથી ભરૂચ સુધીની સડક લોકલ ફંડ ખાતા તરફથી થઈ છે. વળી માતરથી કરેણે થઈ ગીઆંગામને ઈસ્ટેશન જવાય છે.



## પાઠ ૧૨. વાગરા પરગણું.

વાગરા પરગણાની ઉત્તરે ઢાઢર નદી અને આમોદ પરગણું દક્ષીણમાં નર્મદા તથા ભુખી ખાડી અને તેની પેલી તરફ ભરૂચ પરગણું પૂર્વમાં ભરૂચ તથા આમોદ પરગણું પશ્ચીમે ખંભાતનો અખાત.

એમાં ૬૯ ગામ તથા ૩૩૯૦૨ માણસની વસ્તી છે

એ પરગણામાં નદી એકે નથી પણ દક્ષિણ તરફ નર્મદા (રેવા) નદી આવી છે અને ભુખી કરીને ખાડી છે.

**મુખ્ય બંદર**—દેહેજ તે રેલવે થયા પછી વેપારમાં નબળું પડયું છે.

**જાત્રાનાં ઠેકાણાં**—લખી ગામમાં લખમણે શરલેટેશરનાં દેરાં તથા હરી મહરાજનું ધામ છે. ત્યાં દેવસુતી એકાદશીએ મેળો ભરાય છે.

**ઠાકોરનાં ગામ**—દેહેજ અને જાણીઆદરો જે કડોદરા તથા પાણીઆદરામાં ઠાકોરના વાંટા છે. તથા કલમ કરીને ભરૂચના દેશાઈજી કલ્યાંણરાયજી હુકુમતરાયજીનું ઈનામી ગામ છે.

**મુખ્ય ગાંમ**—વાગરા. આ ગામ નાંનું છે પણ કચેરીને તાલુકો ઠરવાથી હાલ મોટું થઈ પડયું છે. ત્યાં મુનસફ કોર્ટ છે.

તે એ પરગણાના દીવાની મુકદમા ચુકવે છે. જાણીઆદરા તથા દેહેજમાં ઠાકોર રહે છે. ગંધાર અસલ મીઠ બંદર હતું ત્યાં જોવા લાયક તળાવ છે તથા જુનાં દેરાં પણ સારાં છે. લખી ગામ હવા લાયકને ફળદ્રુપ ગામ છે. એ શીવાય પખાજણ, કેશવણ, પહાજ, રહીઆદ, કલાદરા, કડોદરા, વીલાયત (વેરીત) ભેરસમ, ઓરા, અંભેટા વીગેરે મોટાં ગામો છે.

**મુખ્ય પેદાસ**—કપાસ, ઘઉં, જુવાર, લાંગ, વટાંણા, કઠોળ, વીગેરે.

**જાણવા લાયક વિશેષ**—વાગરા પરગણાના પશ્ચિમ ભાગને બારાં કહે છે. ત્યાંની જમીન રેતાળ ને ખારવાળી તથા ઝાડનું નામ નહીં તથા ઉનાળામાં પાણીની પણ કેટલાક ગામમાં તંગાસ પડે છે. આ પરગણાનો કપાસ વખણાય છે. લખી ગામ આગળ દરીઆમાંથી કાળી રેતી નીકળે છે. વાગરેથી ભરૂચ સુધી સીધો રસ્તો કર્યો છે. ભુખી ખાડી ઉપર કાચો પુલ છે. પખાજણ અને દેહેજમાં પોલીસ ગેટો છે.



## પાઠ ૧૩. ભરૂચ પરગણું.

ભરૂચ પરગણાની ઉત્તરે ભુખી ખાડી અને પેલી તરફ આમોદ અને વાગરા પરગણું. દક્ષિણે નર્મદા નદી પેલી તરફ અંકલેશ્વર પરગણું. પૂર્વમાં ગાયકવાડી વડોદરા સંસ્થાન અને પશ્ચિમે ખંભાતનો અખાત છે.

એ પરગણામાં ( ૧૦૪ ) ગામ અને છ મોઆડાંછે. તથા આખા પરગણાની વસ્તી ભરૂચ શેહેર શીવાયની (૭૩૨૮૦) માણસની વસ્તી છે. તેમાં વેપારી વર્ગના લોક ઘણા છે.

**મુખ્ય નદી**-નર્મદા ( રેવા ) તે શીવાય ભુખી ખાડી વાગરા તથા ભરૂચ પરગણાની વચે છે.

**રેલવે સ્ટેશનો**—ભરૂચ, ચમારગામ, અને પાણેજ છે તેમાં ચમારગામ મેઈલ ટ્રેન ઉભી રહેતી નથી.

**બંદર**—ભરૂચ પણ રેલવેના માર્ગથી વહાણનો વેપાર કમી થયો છે.

**બેટ**—ધંતુરીઆ, તરીઆ, આલીઆ, કાંશીઆ, તેમાં આલીઓ બેટ વસ્તીવાળો નથી.

**જાત્રાનાં ઠેકાણાં**—શુકલતિર્થમાં દર વરસે કારતગી પુનમે જાત્રા ભરાય છે; તવરા. દર અઢાર વરસે બે વૈશાખ આવે છે ત્યારે જાત્રા ભરાય છે. અને ભાડભુત. દર અરાઢ વરસે બે ભાદરવા આવે છે ત્યારે. એ શીવાય ભરૂચમાં દર વરસે શ્રાવણ માસમાં મહારૂદ્રનો મેળો દર સોમવારે ભરાય છે. તથા દર માગશર માસમાં ગુરૂવારે ભીડભંજનનો મેળો ભરાય છે. તેના પુજારી મુસલમાન છે.

**ઈનામી મકાનો**—અડોલ, મંગલેશ્વર, થાંમ, ભુવા, અલારવા, વેરવાડા, ઉમરાજ છે; વળી જણોરના ઠાકોરને રોકડ ગરાસ મળે છે.

**મુખ્ય ગામ**—ભરૂચ તેમાં ૩૭૨૮૧ માણસની વસ્તી છે. તમામ જાતના વેપારી તથા કારીગરો વસે છે. ફતેજપર, વેજલપોર, ડાંડીઉં, જુનું, વીગેરે શહેરો છે. એક લાઈબ્રેરી તથા ચાર છાપખાંનાં છે, ત્યાંથી ચાઅઠવાડીઆનાં ન્યુસ નીકળે છે, અંગ્રેજી હાઈસ્કુલ છે,

તથા કલેકટર, આશીસ્ટંન્ટ કલેકટર, હજુર ડીપોટી કલેકટર, મામલતદાર, મુનસફ, ફોજદાર વીગેરે અધીકારી રહે છે. લુગડાં વણવાના ૩ સંચા છે. શુકલતિર્થમાં ઓંકારનાથની વેલુ પાષણુની મુર્ત્તિ છે. એ શીવાય નીકોરા, ઝાડેશ્વર, પારખેત, પાદરીઆ, સીતપોણ, ટંકારીઆ, શાહાબાદ, અમલેશ્વર ( આ ગામમાં પ્રથમ વાગરા તાલુકાની કચેરી હતી ) કેસોદ, ચમારગામ, પાલેજ, વીગેરે ગામો છે.

**મુખ્ય પેદાશ**—કપાસ, જુવાર, ઘઊં, કંકોળ, થોડી શેરડી અને કસુંબીનાં ફુલો છે. તથા નર્મદા નદીનાં ભાઠામાં લીલોતરી કેળાં, જમરૂખ, વીગેરે થાય છે.

**જાણવા લાયક વીશેષ**-ભરૂચને સામે કાંઠે ઉતરવાને ફુરજાથી ધાટની હોડીઓ ફરે છે. અને શકરપોર ભાઠા તથા બોરભાઠા અને બેટ એ શામે પાર છતાં ભરૂચ તાલુકાને તાબે છે. તે લોકોને ભરૂચ આવવા સરકારે જુદી હોડીઓ રાખી છે. ભરૂચથી કુકરવાડા સુધી સડક છે.



## પાઠ ૧૪. અંકલેશ્વર પરગણું.

અંકલેશ્વર પરગણાની ઉત્તરે નર્મદા નદી દક્ષીણે કીમ નદી ને વસરાવી પરગણું. પૂર્વે નાંદોદ સ્ટેટ, અને પશ્ચિમે ખંભાતનો અખાત છે.

એ તાલુકામાં ( ૭૯ ) ગામ અને એક મુંઆડું છે. તથા ૬૫૦૫૪ માણસની વસ્તી છે.

**નદીઓ**—ઊતરે રેવા અને દક્ષીણે કીમ. એ શીવાય કતપોર આગળ વંદ અને લાંબ તથા આંમળા નામે અંકલેશ્વર પાસે નાની ખાડીઓ છે.

**રેલવેસ્ટેશન**—અંકલેશ્વર અને પાનોલી.

**જાત્રાનાં ઠેકાંણાં**—સજોદમાં સીદ્ધનાથ તથા રૂદ્રકુંડની જાત્રા દર વરશે મહા વદ ૧૪ એ ભરાય છે. તથા અડોલ આગળ બર્બંડા કદીને કુંડ છે ત્યાં દર સોમવતી અમાસે મેળો ભરાય છે. તથા અંકલેશ્વર પાસે જળકુંડ કરીને તિર્થ છે ત્યાં દર અશાડ શુદ ૧૧ એ મેળો ભરાય છે. તથા અંકલેશ્વરમાં અલીમશા કરીને પીર છે તે તેનો ઓરસનો મોટો મેળો ભરાય છે. તથા પારડી આગળ સુલતાનજી પીરનો મેળો ભરાય છે.

**મુખ્ય ગામો**—અંકલેશ્વર તેમાં ( ૭૫૩૫ ) માણસની વવસ્તી છે. તેમાં મોટો ભાગ વાણીઆનો છે. ત્યાં

મામલતદાર, મુનસફ, તથા ફોજદાર, ડાક્ટર રહે છે. કસબામાં સુધરાઈ છે. કપાસ પીલવાનાં ત્રણ મોટાં કારખાંનાં છે. રામ કુંડ કરીને હિંદુઓનું તિર્થ છે. એક મુબઈના સખી ગૃહસ્થની બંધાવેલી લાઈબ્રેરી છે. એ શીવાય હાંસોટ મોટો કસબો છે તેમાં ૪૨૭૫ માણસની વસ્તી છે. મોટો ભાગ મુસલમાન વસ્તીનો છે, ત્યાં મહાલકરીની કચેરી છે અહીંઆંના ઘઊં ( હાંશીઆ ) વખણાય ત્યાં કપાસ પીલવાનો સંચો છે. કતપોર આ ગામની ડાંગર વખણાય છે. ઈલાવ એ પારસીઓનું ગામ છે. ત્યાં પોસ્ટ હાફીસ તથા દવાખાનું છે એ શિવાય દીવા, માંડવા, સજોદ, રોહીદ, શીશોદરા, સુણેવ, ઓભા, દીગસ વીગેરે મોટાં ગામ છે.

**મુખ્ય પેદાશ**—કપાસ, જુવાર, ઘઊં, ડાંગર, લાંગ વાલ, વટાણા, ચણા, વીગેરે થાય છે.

**જાણવા લાયક વિશેષ**—દીવા આગળ તાડ આખા જીલ્લામાં ઘણા છે. હાંસોટથી અંકલેશ્વર ઈલાવ અને માનોલી જવાની લોકલ ફંડ ખાતાની સડકો છે. અંકલેશ્વરમાં સાગનાં લાકડાં પુશ્કળ આવે છે. ને તે પરદેશ ઘણાં ચઢે છે. અંકલેશ્વરથી ભરૂચ જવાની તથા સારંગપોરની સડકો છે. આંબોલીને બોઈદરા ઈનામી વાંટાનાં ગામ છે. તથા અંદાડામાં રાવલજીનો વાંટો

છે; ઊમરાવતીનું બીજુ નામ કાવેરી કહે છે અંકલેશ્વરથી નાંદોદ સ્ટેટના ઝઘડીઆને વાલીઆમાં ટપાલ જાય છે અંકલેશ્વરમાં ધાસ બાંધવાનો સંચો છે. પ્રથમ કાગળ અને સાબુ પુસ્કળ થતો હતો પણ તે ધંધો હાલ ભાગી પડયો છે, તોપણ થોડો ઘણો ચાલે છે.



## પાઠ ૧૫ મો. પુરવણી પ્રશ્નોત્તર.

પ્ર—રાજા કોને કહે છે?

ઉ—જે રૈયત ઉપર રાજ્ય સતા ભોગવે તે રાજા કહેવાય.

પ્ર—રાજા શું કામ કરે?

ઉ—રૈયતની જાન માલની સાચવણી કરે.

પ્ર—રાજા કોણ નાત હોય?

ઉ—ગમે તે નાત હોય.

પ્ર—ભરૂચ જીલ્લાને લગતી કયા રાજ્યની હદો આવેલી છે?

ઉ—નાંદોદ અને ગાયકવાડ.

પ્ર—ભરૂચ જીલ્લામાં કોનું રાજ્ય છે?

ઉ—અંગ્રેજ સરકારનું (કૈસરે હિંદ મહારાણી વીકટોરીઆ અને તેના મુકેલા અધીકારી કાયદા પ્રમાણે અમલ ચમલ ચલાવે છે. અને તે મહારાણી વિલાયતમાં રહેછે.)

પ્ર—રાજપીપળા એ શું છે?

ઉ—એ ડુંગરો છે; અને તેમાં વેરાતાં ગામોમાં છુટાં ગામડાં નાંદોદના રાજાને તાબે છે. માટે તેને રાજપીપળા સ્ટેટ કહે છે.

પ્ર—કીમ નદીથી મહી સુધી જતાં વચ્ચે કઈ ખાડીઓ આવે છે?

ઉ—વંદ, ભુખી, આઢોદ.

પ્ર—અંકલેશ્વરથી જંબુશર જતાં વચ્ચે કયા કયા તાલુકા આવે?

ઉ—ભરૂચ, આમોદ ને જંબુશર.

પ્ર—ખંભાતના અખાતની પેલીમેર શું છે?

ઉ—અમદાવાદ જીલ્લો અને કાઠીઆવાડનો ભાગ.

પ્ર—હાંસોટથી ગાડીએ બેશી લખીગામ જવાય કે નહીં?

ઉ—ના, વચ્ચે નર્મદા નદી આવે છે. માટે વહાણમાં બેશી જવું પડે.

પ્ર—અખાતનું પાણી ખેતીનાં કામમાં આવે કે નહિ?

ઉ—ના, તે પાણી ખારૂં હોય છે. તેથી પાક બળી જાય છે.

પ્ર—શુકલતિર્થથી ગંધાર કઈ દિશામાં છે?

ઉ—વાવ્ય ખુણુમાં.

પ્ર—કાવીથી માંડવા કઈ દિશામાં છે?

ઉ—અગ્ની ખુણુમાં.

પ્ર—હાંસોટથી પાનોલી કઈ દિશામાં છે..?

ઉ—અગ્નિ ખુણે.

પ્ર—ભરૂચ જીલ્લાની કઈ નદીનું પાણી દરીઆને મળતું નથી?

ઉ—ઊમરાવતી.



# પાઠ ૧૬ મો. પુરવણી પ્રશ્નોત્તર.

પ્ર—( નકશામાં નદીના પૂર્વ છેડા આગળ આંગળી મુકીને, છોકરાંને પુછવું આ નદી આટલીજ હશે કે વધારે?)

ઉ—લાંબી છે, પણ તે બીજા રાજની હદમાં છે, માટે આ- નકશામાં ચીતરી નથી.

પ્ર—આમોદથી સડકે આવતાં રસ્તામાં કયાં કયાં ગામ આવે?

ઉ—તણછા, કેલોદ, સમની, દયાદરા, કંથારીઆ.

પ્ર—આમોદથી ગાંડા જવાનો બીજી સડક કયાં છે.

ઉ—પાલેજ સુધી.

પ્ર—ગાડાં જવાની બીજી સડક કયાં કયાં છે.

ઉ—હાંસોટથી ઈલાવ, પાનોલી, અંકલેશ્વર.
અંકલેશ્વરથી ભાઠે, સારંગપોર.
ભરૂચથી કુકરવાડા, અમલેશર.

પ્ર—રેલવે સ્ટેશન કોને કહે છે?

ઉ—જ્યાં આગગાડી ઉભી રહે અને રેલવેમાં અને ઊતારૂઓ બેસે તથા માલ ઉતરે ચઢે તે.

પ્ર—રેલવેસ્ટેશન અને બંદરમાં ફેર શો?

ઉ—જ્યાં ઉતારૂ આગગાડીએ મુસાફરી કરે. ને માલ ચ- ઢે તથા ઊતરે તે. અને બંદરમાં વહાણે માલ તથા ઊ- તારૂ ચઢે ઊતરે.

પ્ર—ગામને કસ્બામાં ફેર શો?

ઉ—કસબો ગામ કરતાં મોટો હોય. અને ત્યાં મામલત-

દાર કચેરી કરીને રહેતા હોય તો, તાલુકો કહેવાય.

પ્ર—વાગરા જીલ્લો કેમ કહેતા નથી ?

ઉ—કલેકટર સાહેબ હમેશાં જ્યાં કચેરી કરી રહેતા હોય તે ગામનું નામ જીલ્લો કહેવાય, પણ વાગરામાં રહેતા નથી માટે વાગરા જીલ્લો ન કહેવાય.

પ્ર—નર્મદાની દક્ષીણે કયાં ગામ આવ્યાં છે ?

ઉ—માંડવા, દીવા, ભાઠા, કાંગમાંડવા.

પ્ર—નકશામાં પરગણાના રંગ પુરેલા છે. એ હદો કાંઈ કોટ કરી લીધી હશે ?

ઉ—ના, એતો ગામોના શીમડાની હદ મુકરર કરી હોય છે તે ઉપરથી જે ગામની જેટલી હદ હોય ત્યાંસુધીની જમીન તે તાલુકાના તાબામાં ગણાય છે; અને તે ઉપરથી પરગણાની હદો થઈ છે.

પ્ર—ગાયકવાડ એ કોનું નામ છે? રાજાનું ? કે હોદાનું.

ઉ—હોદાનું, એ નામ વંશપરંપરા ચાલે છે. હાલ ગાયકવાડ માહારાજા સીંહાજીરાવ છે.

પ્ર—કાનમ-વાકળ-ને બારાં ભરૂચ જીલ્લામાં કયા ભાગને કહે છે.

ઉ—આમોદ તાલુકાના પૂર્વ ભાગને કાનમ કહે છે. જંબુસર પ્રગણાના ઈશાન ભાગને વાકળ કહે છે વાગરા ને

અકલેશ્વર પરગણાના પશ્ચિમ ભાગને બારાં કહે છે.

પ્ર—ખેડવા લાયક નથી એવી જમીન આ નકશામાં કેવી લીટીથી બતાવી છે ?

ઉ—ઝીણી ચેરેલી લીટીથી ( જંબુસર તાલુકામાં પશ્ચિમે જુઓ )



## પાઠ ૧૭ મો.

પ્ર—સુધરાઈ ખાતુ તે શું કામ કરે છે?

ઉ—લોકોપયોગી રસ્તા, ફાનસ, છંટકાવ, જાજરૂ, ઝાડુ વીગેરે શેહેરમાં સફાઈને સુખાકારીના કામ કરે.

પ્ર—પાનોલીથી પાલેજ સુધી જે ગાડી જાય છે તેનું નામ શું ?

ઉ—બોંબે બરોડા રેલવે.

પ્ર—પાનોલીથી પાલેજ સુધીનાં અનુક્રમે સ્ટેશન ગણાવો ?

ઉ—પાનોલી, અંકલેશ્વર, ભરૂચ, ચમારગામ, અને પાલેજ.

પ્ર—હાંસોટ જવાને કયા સ્ટેશનથી ઉતરવું.

ઉ—અંકલેશ્વરથી જવાય પણ પાનોલીથી ગાડાની સડક છે.

પ્ર—જંબુશરથી વડોદરે જવાનો કયો રસ્તો છે ?

ઉ—ગાડાનો કહાનવે થઈને અરણજ માતાને પાદરાનો રસ્તો ઠીક છે.

પ્ર—સરભોણથી કયું સ્ટેશન નજીક છે.

ઉ—મીઆં ગામને પાલેજ બંને સરખું છે. પણ, પાલેજની સડક છે માટે લોક ત્યાં વધારે જાય છે.

પ્ર—ભરૂચથી ખંભાત જળ મારગે ક્યાં થઈને જવાય?

ઉ—વહાણમાં બેશી લખીગામ અને ગંધાર આગળ થઈ કાવી આગળ થઈ જવાય.

પ્ર—નર્મદાને મહીનાં મુખ ક્યાં આગળ આવ્યાં?

ઉ—નર્મદાનું મુખ જાગેશ્વર આગળ. ને મહીનું મુખ દેગામ આગળ.

પ્ર—નદીઓ પર્વતમાંથી નીકળતી હશે ત્યારે આવી મોટી હશે?

ઉ—ના, ત્યાં તેનો પ્રવાહ નાનો હોય પણ આગળ જતાં જતાં બીજા પાણીનો ઉમેરો થવાથી વધારે થાય છે.

પ્ર—ભુખી ખાડી કેમ કહે છે. નદી કેમ કહેતા નથી?

ઉ—તે ભરતીના પાણીથી નદીનો ફાંટો ઢળતી જગોએ વહે છે; પણ તે કોઈ પર્વત કે સરોવરમાંથી નીકળતી નથી તેનું પાણી ઘણું ખરૂં ખારૂં હોય છે.

પ્ર—ડુંગર પર્વત ઉપર ખેતી થતી હશે?

ઉ—ના, ત્યાં તો પથ્થરવાળી જમીન હોય છે.

પ્ર—જંગલમાં શૂં થતું હશે.

ઉ—લાકડું, ને તે ઈમારતોના કામમાં આવે એવું પણ થાય છે. ને તેની ઉપજ સરકાર લેછે.

પ્ર—વંદખાડી શેમાં મળે છે?

ઉ—દરીઆમાં મળે છે.

પ્ર—ખંભાતમાં કોનું રાજ્ય છે?

ઉ—મુસલમાન નવાબનું.

પ્ર—વડોદરામાં કોનું રાજ્ય છે?

ઉ—મરેઠાનું (ગાયકવાડના વંશજોનું)

પ્ર—નાંદોદમાં કોનું રાજ્ય છે?

ઉ—રજપુતનું.



# જાહેર ખબર.







## જાહેર ખબર.



આ ઉપરથી સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે હરેક જાતના કાયદા વારતાઓ છોકરાઓને ભણવાની સરકારી ચોપડીઓ અને જૈન ધર્મનાં પુસ્તકો વિગેરે ભરૂચમાં બુકસેલર. છોટાલાલ કેશવરામની દુકાનેથી રોકડી કીમતે મળશે.

સહી. છોટાલાલ કેસવરામ.

મુ. ભરૂચ.

